દાદા ભગવાન પ્રરૂપિત

# અથડામણ ટાળો



આ જગત અથડામણથી ઊભું થયું છે. માટે અથડામણ ટાળો.

**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



**પ્રથમ આવૃતિ :** ૫,૦૦૦ મે, ૧૯૯૭
**રીપ્રિન્ટ :** ૫,૦૪,૦૦૦ જુલાઈ ૧૯૯૭ થી ઓક્ટોબર, ૨૦૧૪
**નવી રીપ્રિન્ટ :** ૨૫,૦૦૦ નવેમ્બર, ૨૦૧૪

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૭ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ





# 'દાદા ભગવાન' કોણ ?

જૂન ઓગણીસસો અઠ્ઠાવનની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતું સુરતનું સ્ટેશન, પ્લેટફોર્મ નં. ૩ પરનાં રેલવેનાં બાંકડા પર બેઠેલા અંબાલાલ મૂળજીભાઈ પટેલ રૂપી મંદિરમાં કુદરતી ક્રમે અક્રમ સ્વરૂપે કંઈક જન્મોથી વ્યક્ત થવા મથતા 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા ! અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' જેવાં જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા ! આમ કુદરતે, જગતને ચરણે એક અજોડ પૂર્ણ દર્શન ધર્યું અને તેનું માધ્યમ બન્યા શ્રી અંબાલાલ મૂળજીભાઈ પટેલ, ચરોતરનાં ભાદરણ ગામનાં પાટીદાર, કંટ્રાક્ટનો ધંધો કરનાર, છતાં પૂર્ણ વીતરાગ પુરૂષ !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત સિધ્ધ થયેલા જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. અક્રમ એટલે ક્રમ વિનાનો અને ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનો ! અક્રમ એટલે લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય. દાદા ભગવાન તો ચૌદલોકના નાથ છે, એ તમારામાં ય છે, બધામાં ય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

'અથડામણ ટાળો' આટલું જ વાક્ય જો જીવનમાં સીધેસીધું ઊતરી ગયું, તેનો સંસાર તો રૂપાળો થશે જ પણ મોક્ષ પણ સીધો સડસડાટ સામે ચાલીને આવશે ! આ નિર્વિવાદ વાક્ય છે.

અક્રમ વિજ્ઞાની સંપૂજ્ય દાદાશ્રીએ આપેલાં આ સૂત્રને અપનાવી કેટલાંય લોકો તરી ગયાં ! જીવન સુખ-શાંતિમય થયાં ને મોક્ષના રાહી બની ગયા. આ માટે માત્ર દરેકે દ્દઢ નિશ્ચય કરવાનો છે કે 'મારે કોઈનીય અથડામણમાં આવવું નથી. સામો ખૂબ અથડાવા ફરે તોય મારે અથડાવું નથી જ, ગમે તે રીતે.' બસ, આટલો જ જેનો નિશ્ચય થશે, એને કુદરતી રીતે અંદરથી જ અથડામણ ટાળવાની સૂઝ પડવા માંડશે.

રાત્રે અંધારામાં રૂમમાંથી બહાર નીકળવું હોય ને સામી ભીંત આવે તો આપણે શું કરીએ ? ભીંતને લાત મારીને કહીએ કે 'તું વચ્ચે ક્યાં આવી ? ખસી જા, આ મારું ઘર છે.' ત્યાં તો કેવાં ડાહ્યા થઈને હાથથી બારણું ફંફોળતા શોધીને નીકળી જઈએ છીએ. કેમ ? તો ત્યાં સમજણ છે કે આડાઈ કરીશ તો ભીંતે માથું અથડાશે ને ફૂટશે.

સાંકડી શેરીમાંથી રાજા પસાર થતો હોય ને સામો આખલો મારફાડ કરતો આવે, ત્યાં રાજા આખલાને શું એમ કહે કે, 'ખસી જા, મારું રાજ છે, મારી શેરી છે. મને રસ્તો આપ.' ત્યાં તો આખલો સામો શું કહે, 'તું રાજા, તો હું મહારાજા ! આવી જા !' એટલે ત્યાં ભલભલા રાજાનાય રાજાને ધીમે રહીને ખસી જવું પડે ને ઓટલે ચઢી જવું પડે. કેમ ? અથડામણ ટાળવા.

આ સાદી વાત પરથી એટલું જ સમજીને નક્કી કરવાનું કે જે કોઈ આપણને અથડાવા આવે, તે ભીંત ને આખલા જેવાં જ છે. માટે આપણે અથડામણ ટાળવી હોય તો ડાહ્યા થઈને ખસી જાવ. જ્યાં ને ત્યાં અથડામણ સામે આવે તો તેને ટાળજો. જીવન નિષ્ક્લેશમય જશે ને મોક્ષ થશે.

**- ડૉ. નીરુબેન અમીન**

# અથડામણ ટાળો

## ન આવ અથડામણમાં...

'કોઈનીય અથડામણમાં ના આવીશ અને અથડામણને ટાળજે.' આ અમારા વાક્યનું જો આરાધન કરીશ તો ઠેઠ મોક્ષે પહોંચીશ. તારી ભક્તિ અને અમારું વચનબળ બધું જ કામ કરી આપે. સામાની તૈયારી જોઈએ. અમારું એક જ વાક્ય જો કોઈ પાળે તો તે મોક્ષે જ જાય. અરે, અમારો એક શબ્દ 'જેમ છે તેમ' આખો જ ગળી જાય તોય મોક્ષ હાથમાં આવી જાય તેમ છે. પણ એને 'જેમ છે તેમ' ગળી જા. અમારો એક શબ્દ એક દહાડો પાળે તો ગજબની શક્તિ ઉત્પન્ન થાય ! અંદર એટલી બધી શક્તિઓ છે કે ગમે તેવી અથડામણ કોઈ નાખી જાય (કરવા આવે) તોય તે ટાળી શકાય. જે જાણી-જોઈને ખાઈમાં પડવાની તૈયારીમાં છે, એવાંની જોડે અથડામણમાં બેસી રહેવું છે ? એ તો ક્યારેય મોક્ષે નહીં જાય પણ તનેય એની જોડે બેસાડી રાખશે. એ ક્યાંથી પોસાય ? જો તારે મોક્ષે જ જવું હોય તો આવાં જોડે બહુ દોઢડાહ્યા યે નહીં થવાનું. બધી જ બાજુથી ચોગરદમથી સાચવવાનું, નહીં તો તમારે આ જંજાળમાંથી છૂટવું હશે તોય જગત નહીં છૂટવા દે. માટે ઘર્ષણ ઉત્પન્ન કર્યા વગર 'સ્મૂથલી' (સરળતાથી) બહાર નીકળી જવાનું છે. અરે, અમે તો ત્યાં સુધી કહીએ છીએ કે જો તારું ધોતિયું ઝાંખરામાં ભરાયું હોય ને તારી મોક્ષની ગાડી ઊપડતી હોય તો મૂઆ ધોતિયું છોડાવવા ના બેસી રહીશ ! ધોતિયું મૂકીને દોડી જજે. અરે, એક ક્ષણ પણ એકેય અવસ્થામાં ચોંટી રહેવા જેવું નથી. તો પછી બીજા બધાની તો વાત જ શી કરવી ? જ્યાં તું ચોંટ્યો એટલે તું તારા સ્વરૂપને ભૂલ્યો.

જો ભૂલેચૂકેય તું કોઈની અથડામણમાં આવી ગયો, તો તેનો નિકાલ કરી નાખજે. સહજ રીતે એ અથડામણમાંથી ઘર્ષણની ચકમક ઉડાડ્યા વગર નીકળી જજે.

## ટ્રાફિકના લૉથી ટળે અથડામણ

જેમ આ રોડ ઉપર આપણે કાળજીપૂર્વક ચાલીએ છીએ ને ! પછી સામો માણસ ગમે તેવો ખરાબ હોય અને આપણને અથાડી જાય અને નુકસાન કરે એ જુદી વાત છે. પણ આપણો નુકસાન કરવાનો ઈરાદો ન હોવો જોઈએ. આપણે એને નુકસાન કરવા જઈએ તોય આપણને નુકસાન થવાનું છે. એટલે હંમેશાં દરેક અથડામણમાં બન્નેને નુકસાન થાય. તમે સામાને દુઃખ આપો તો તેની સાથે તમને દુઃખ એમ ને એમ ઓન ધી મોમેન્ટ પડ્યા વગર રહે જ નહીં. એ અથડામણ છે, એટલે મેં આ દાખલો આપ્યો છે કે રોડ ઉપરના વાહનવ્યવહારનો શો ધર્મ છે કે અથડાશો તો તમે મરી જશો, અથડાવામાં જોખમ છે. માટે કોઈની જોડે અથડાશો નહીં. એવી રીતે આ વ્યવહારિક કાર્યોમાં પણ અથડાશો નહીં. હંમેશાં અથડાવામાં જોખમ જ છે. અને અથડાવાનું કોઈક દહાડો બને છે, કંઈ મહિનામાં બસો વખત થાય છે ? મહિનામાં કેટલાં વખત આવે છે એવું ?

**પ્રશ્નકર્તા** : કો'ક વખત, બે-ચાર વખત.

**દાદાશ્રી :** હં. તે એટલાં આપણે સુધારી લેવા. મારું કહેવાનું, શા માટે આપણે બગાડીએ ? પ્રસંગોને બગાડવા એ આપણને શોભે નહીં. આ બધાં છે તે ટ્રાફિકના લૉના આધારે ચાલે છે, એમાં પોતાની સમજણે કોઈ ના ચાલેને ? અને આમાં પોતાની સમજણે જ ! કાયદા નહીં ? પેલામાં તો કોઈ દહાડો અડચણ નથી આવતી, એ કેવું સરસ ટ્રાફિક ગોઠવાયેલું છે ! હવે આ જો કાયદા તમે સમજીને ચાલો, તો ફરી અડચણ નહીં આવે. એટલે આ કાયદાઓ સમજવામાં ભૂલ છે. કાયદા સમજાવનાર સમજદાર હોવો જોઈએ.

આ ટ્રાફિકના લૉઝ પાળવા માટે તમે નિશ્ચય કરેલાં હોય છે, તો કેવા સરસ પળાય છે ! એમાં કેમ અહંકાર જાગતો નથી કે ભલે એ કહે પણ આપણે આમ જ કરવું છે. કારણ કે એ ટ્રાફિકના લૉઝમાં એ પોતે જ બુદ્ધિથી એટલું બધું સમજી શકે છે, સ્થૂળ છે એટલે, કે હાથ કપાઈ જશે, તરત મરી જઈશ. એવું આ અથડામણ કરીને આમાં મરી જઈશ એ ખબર નથી. આમાં બુદ્ધિ પહોંચી શકતી નથી. આ સૂક્ષ્મ વસ્તુ છે. આનાં બધાં નુકસાન સૂક્ષ્મ થાય છે !

## પ્રથમ પ્રકાશ્યું આ સૂત્ર

એક ભાઈને એકાવનની સાલમાં આ એક શબ્દ આપ્યો હતો. મને એ સંસાર પાર કરવાનો રસ્તો પૂછતો હતો. મેં એને 'અથડામણ ટાળ' કહ્યું હતું અને આવી રીતે તેને સમજણ પાડી હતી.

એ તો એવું બનેલું કે હું શાસ્ત્ર વાંચતો હતો, ત્યારે મને આવીને કહે કે, 'દાદાજી, મને કશુંક જ્ઞાન આપો.' એ મારે ત્યાં નોકરી કરતો હતો. ત્યારે મેં એને કહ્યું, 'તને શું જ્ઞાન આપે ? તું આખી દુનિયા જોડે લડીને આવે છે, મારામારી કરીને આવે છે.' રેલવેમાંય ઠોકાઠોક (મારામારી) કરે, આમ પૈસાનાં પાણી કરે ને રેલવેને જે કાયદેસર ભરવાના છે, તે ના ભરે અને ઉપરથી ઝઘડાં કરે, આ બધું હું જાણું. તે મેં એને કહ્યું કે, 'તને શીખવાડીને શું કરવાનું, તું તો બધા જોડે અથડાઉં છું તે ?' ત્યારે મને કહે છે 'દાદાજી, આ તમે જે જ્ઞાન બધાને કહો છો, એ તો મને કંઈ શીખવાડો.' મેં કહ્યું, 'તને શીખવાડીને શું કરવાનું ? તું તો રોજ ગાડીમાં મારામાર, ઠોકાઠોક કરીને આવે છે.' સરકારમાં દસ રૂપિયા ભરવા જેવો સામાન હોય તોય વગર પૈસે ભરીને લાવે અને આમ લોકોને વીસ રૂપિયાના ચા-પાણી પાઈ દે ! તે પેલો ખુશ ખુશ થઈ જાય. એટલે દસ બચે નહીં, ઉલટાં દસ વધારે વપરાય એવો નોબલ (!) માણસ.

તે ફરી મને કહે છે, 'આ તમે મને કંઈક જ્ઞાન શીખવાડો.' મેં કહ્યું, 'તું તો રોજ વઢવાડો કરીને આવું છું. રોજ મારે તો સાંભળવુ પડે

છે.' 'તોય કાકા, મને કશુંક તો જ્ઞાન આપો.' એ કહે છે. ત્યારે મેં કહ્યું, 'એક વાક્ય આપું, જો પાળું તો.' ત્યારે કહે, 'ચોક્કસ પાળીશ.' મેં કહ્યું, 'કોઈનીય અથડામણમાં ના આવીશ.' ત્યારે કહે, 'અથડામણ એટલે શું ? મને સમજણ પાડો દાદાજી.'

મેં કહ્યું કે, 'આપણે સીધા ચાલતા હોઈએ, તે વચમાં થાંભલો આવે તો આપણે ફરીને જવું કે થાંભલાને અથડાવવું ?' ત્યારે એ કહે, 'ના. અથડાઈએ તો માથું તૂટી જાય.' મેં કહ્યું, 'આ સામેથી ભેંસ આવતી હોય તો તારે આમ ફરીને જવું કે એને અથડાઈને જવું ?' ત્યારે કહે, 'અથડાઈને જઉં તો મને મારે. એટલે આમ ફરીને જવું પડે.' પછી કહ્યું, 'સાપ આવતો હોય તો ? મોટો પથ્થર પડ્યો હોય તો ?' ત્યારે કહે, 'એનેય ફરીને જવું પડે.' મેં કહ્યું, 'કોણે ફરવું જોઈએ ?' ત્યારે કહે, 'આપણે ફરવું પડે.' મેં કહ્યું, 'શા સારુ ?' ત્યારે કહે, 'આપણા સુખ માટે. આપણે અથડાઈએ તો આપણને વાગે.' મેં કહ્યું, 'આ દુનિયામાં કેટલાંક લોકો પથરા જેવા છે, કેટલાંક લોકો ભેંસ જેવા છે, કેટલાંક ગાયો જેવા છે, કેટલાંક મનુષ્ય જેવા છે, કેટલાંક સાપ જેવા છે. કેટલાંક થાંભલા જેવા છે, બધી જાતના લોક છે. એમાં હવે તું અથડામણમાં ના આવીશ. એ રસ્તો કરજે.'

તે ૧૯૫૧માં સમજણ પાડી'તી. તે અત્યારેય એ કાચો નથી પડતો. ત્યાર પછી એ કોઈની અથડામણમાં આવ્યો જ નથી. આ શેઠ આમ એના કાકા થાય, તે જાણી ગયેલાં કે આ અથડામણમાં આવતો નથી. એટલે એ શેઠ જાણી-જોઈને સળીઓ કર કર કરે. એ આમથી સળી કરે, ત્યારે આમ ફરીને નીકળી જાય. એ આમથી સળી કરે તો આમ ફરીને નીકળી જાય. અડવા ના દે. કોઈનીય સાથે અથડામણમાં આવ્યો જ નથી, ૧૯૫૧ પછી.

## વ્યવહારમાં ટાળો અથડામણ આમ

આપણે આ ગાડીમાંથી નીકળીએ (ઊતરીએ) ને તરત પેલાં

મજૂરોને બૂમ પાડીએ, 'હેય... અહીં આવ, અહીં આવ !' પેલા બે-ચાર જણ દોડતાં આવે. 'ચલ, ઉઠાવી લે.' સામાન ઉઠાવી લીધા પછી ત્યાં આગળ બહાર નીકળીને કકળાટ માંડીએ, '(સ્ટેશન)માસ્તરને બોલાવું છું, આટલાં બધા પૈસા લેવાતાં હશે ? તું આમ કરું છું, તેમ કરું છું...' અલ્યા મૂઆ, અહીં આગળ અથડામણ ના કરીશ. એ પચ્ચીસ રૂપિયા કહે તો આપણે એને પટાવીને કહેવું, 'ભઈ, ખરેખર તો દસ રૂપિયા થાય, પણ તું વીસ લઈ લે, હેંડ'. આપણે જાણીએ કે ચોંટી પડ્યા એટલે એને વધતું-ઓછું આપીને નિકાલ કરી નાખવાનો. ત્યાં અથડામણ ના કરાય. નહીં તો પેલો બહુ અકળાયને, તે ઘેરથી અકળાયેલો જ હોય, તે સ્ટેશન પર કકળાટ માંડીએ તો મૂઆ આ પાડા જેવો છે, હમણે ચપ્પું મારી દેશે. તેંત્રીસ ટકે માણસ થયો, બત્રીસ ટકે પાડો થાય !

કોઈ માણસ વઢવા આવે, શબ્દો બોમ્બગોળા જેવા આવતાં હોય ત્યારે આપણે જાણવું કે અથડામણ ટાળવાની છે. આપણાં મન ઉપર અસર બિલકુલ હોય નહીં, છતાં ઓચિંતી કંઈક અસર થઈ, ત્યારે આપણે જાણીએ કે સામાના મનની અસર આપણા પર પડી; એટલે આપણે ખસી જવું. એ બધી અથડામણો છે. એ જેમ જેમ સમજતા જશો તેમ તેમ અથડામણને ટાળતા જશો. અથડામણ ટાળે તેનાથી મોક્ષ થાય.

આ જગત અથડામણ જ છે, સ્પંદન સ્વરૂપ છે. માટે અથડામણ ટાળો. અથડામણથી આ જગત ઊભું થયું છે. એને ભગવાને વેરથી ઊભું થયું છે, એમ કહ્યું છે. દરેક માણસ, અરે, જીવમાત્ર વેર રાખે. વધુ પડતું થયું કે વેર રાખ્યા વગરે રહે નહીં. તે પછી સાપ હોય, વીંછી હોય, બળદિયો હોય કે પાડો હોય, ગમે તે હોય પણ વેર રાખે. કારણ કે બધામાં આત્મા છે. આત્મશક્તિ બધામાં સરખી છે. કારણ આ પુદ્‌ગલની નબળાઈને લઈને સહન કરવું પડે છે. પણ સહન કરતાંની સાથે એ વેર રાખ્યા વગર રહે નહીં અને આવતે ભવે એ એનું વેર વાળે પાછું !

કોઈ માણસ બહુ બોલે તો એનાં ગમે એવાં બોલથી આપણને અથડામણ ના થવી જોઈએ એ ધર્મ છે. હા, બોલ તો ગમે તેવાં હોય.

એ કંઈ બોલને એવી શરત હોય છે કે ‘અથડામણ જ કરવી.’ આ તો સવાર સુધી અથડામણ કરે એવાં લોક છે અને આપણાં લીધે સામાને ડખો થાય એવું બોલવું એ મોટામાં મોટો ગુનો છે. ઊલટું એવું કોઈ બોલ્યું હોય તો તેને દાબી દેવું, તેનું નામ માણસ કહેવાય.

## સહન ? નહીં, સોલ્યુશન લાવો

**પ્રશ્નકર્તા** : દાદા, અથડામણ ટાળવાનું આપે જે કહ્યું, એટલે સહન કરવું એમ અર્થ થાય ને ?

**દાદાશ્રી :** અથડામણ ટાળવાનું એટલે સહન કરવાનું નથી. સહન કરશો તો કેટલું કરશો ? સહન કરવું અને ‘સ્પ્રીંગ’ દબાવવી, એ બે સરખું છે. ‘સ્પ્રીંગ’ દબાવેલી કેટલાં દહાડા રહેશે ? માટે સહન કરવાનું તો શીખશો જ નહીં, સોલ્યુશન કરવાનું શીખો. અજ્ઞાન દશામાં તો સહન જ કરવાનું હોય છે. પછી એક દહાડો ‘સ્પ્રીંગ’ ઊછળે તે બધું પાડી નાખે, પણ એ તો કુદરતનો નિયમ જ એવો છે.

જગતનો એવો કાયદો જ નથી કે કોઈને લીધે આપણે સહન કરવું પડે. બીજાના નિમિત્તે જે કંઈ સહન કરવાનું થાય છે, એ આપણો જ હિસાબ હોય છે. પણ આપણને ખબર નથી પડતી કે આ કયા ચોપડાનો ને ક્યાંનો માલ છે, એટલે આપણે એમ જાણીએ કે આમણે નવો માલ ધીરવા માંડ્યો. નવો કોઈ ધીરે જ નહીં, ધીરેલો જ પાછો આવે. આપણાં ‘જ્ઞાન’માં સહન કરવાનું હોતું નથી. જ્ઞાનથી તપાસ કરી લેવી કે સામો ‘શુદ્ધાત્મા’ છે. આ જે આવ્યું, તે મારા જ કર્મના ઉદયથી આવ્યું છે, સામો તો નિમિત્ત છે. પછી આપણને આ ‘જ્ઞાન’ ઈટસેલ્ફ જ પઝલ સોલ્વ કરી આપે.

**પ્રશ્નકર્તા** : એનો અર્થ એમ થયો કે મનમાં સમાધાન કરવાનું કે આ માલ હતો, તે પાછો આવ્યો ?

**દાદાશ્રી :** એ પોતે શુદ્ધાત્મા છે ને આ એની પ્રકૃતિ છે. પ્રકૃતિ

આ ફળ આપે છે. આપણે શુદ્ધાત્મા છીએ, એ પણ શુદ્ધાત્મા છે. હવે બન્ને સામસામી બધા હિસાબ ચૂકવે છે. એમાં આ પ્રકૃતિના કર્મનો ઉદય, તે પેલો કંઈક આપે. માટે આપણે કહ્યું કે આ આપણા કર્મનો ઉદય છે ને સામો નિમિત્ત છે. એ આપી ગયો એટલે આપણો હિસાબ ચોખ્ખો થઈ ગયો. આ 'સોલ્યુશન' હોય, ત્યાં પછી સહન કરવાનું રહે જ નહીં ને !

આવો ફોડ નહીં પાડો તો સહન કરવાથી શું થશે ? એક દહાડો એ 'સ્પ્રીંગ' કૂદશે. કૂદેલી સ્પ્રીંગ તમે જોયેલી ? મારી 'સ્પ્રીંગ' બહુ કૂદતી હતી. ઘણાં દહાડા હું બહુ સહન કરી લઉં ને પછી એક દહાડો ઉછળે તો બધું જ ઉડાડી મૂકું. આ બધું અજ્ઞાન દશાનું, મને એનો ખ્યાલ છે. એ મારા લક્ષમાં છે. એટલે તો હું કહી દઉં ને કે સહન કરવાનું શીખશો નહીં. એ અજ્ઞાન દશામાં સહન કરવાનું હોય. આપણે અહીં તો ફોડ પાડી દેવો કે આનું પરિણામ શું, એનું કારણ શું, ચોપડામાં પદ્ધતિસરનું જોઈ લેવું. કોઈ વસ્તુ ચોપડા (હિસાબ) બહારની હોતી નથી.

## અથડાયા, આપણી જ ભૂલથી

આ દુનિયામાં કંઈ પણ અથડામણ થાય એ તમારી જ ભૂલ છે, સામાની ભૂલ નથી. સામા તો અથડાવાનાં જ છે. 'તમે કેમ અથડાયા ?' ત્યારે કહે, 'સામો અથડાયો એટલે.' તે તમે આંધળા અને એ આંધળો થઈ ગયો.

**પ્રશ્નકર્તા** : અથડામણમાં અથડામણ કરીએ તો શું થાય ?

**દાદાશ્રી :** માથું ફૂટી જાય ! તો અથડામણ થાય એટલે આપણે શું સમજી જવું ?

**પ્રશ્નકર્તા** : આપણી જ ભૂલ છે.

**દાદાશ્રી :** હા, અને તે તરત એક્સેપ્ટ કરી લેવી. અથડામણ થઈ એટલે આપણે જાણવું કે 'એવું કેવું હું બોલી ગયો કે આ અથડામણ થઈ !' પોતાની ભૂલ જડે એટલે ઉકેલ થઈ ગયો, પછી પઝલ સોલ્વ થઈ

ગયું. નહીં તો જ્યાં સુધી આપણે ‘સામાની ભૂલ છે’ એવું ખોળવા જઈશું તો કોઈ દહાડોય આ પઝલ સોલ્વ નહીં થાય. ‘આપણી ભૂલ છે’ એમ માનીશું ત્યારે જ આ જગતથી છેડો આવશે, બીજો કોઈ ઉપાય નથી. બીજા બધા ઉપાયો ગૂંચવનારા છે અને ઉપાયો કરવા, એ આપણો અંદરખાને છૂપો અહંકાર છે. ઉપાયો શાને માટે ખોળો છો ? સામો આપણી ભૂલ કાઢે, તો આપણે એમ કહેવું કે ‘હું તો પહેલેથી જ વાંકો છું.’

બુદ્ધિ જ સંસારમાં અથાડી મારે છે. અરે, એક બાયડીનું સાંભળીને ચાલે તોય પડતી આવે, અથડામણ થઈ જાય, તો આ તો બુદ્ધિબેન ! તેનું સાંભળે તો ક્યાંનો ક્યાંય ફેંકાય જાય ! અરે, રાત્રે બે વાગે ઉઠાડીને બુદ્ધિબેન અવળું દેખાડે. બૈરી તો અમુક વખત ભેગી થાય પણ બુદ્ધિબેન તો નિરંતર સાથે ને સાથે જ રહે. તે બુદ્ધિ તો ‘ડીથ્રોન’ (ફેંકાવી દે) કરાવે તેવી છે.

જો તમારે મોક્ષે જ જવું હોય તો બુદ્ધિનું જરાય સાંભળવાનું નહીં. બુદ્ધિ તો એવી છે કે જ્ઞાની પુરુષનું પણ અવળું દેખાડે. અલ્યા, જેનાં થકી તને મોક્ષ પ્રાપ્ત થાય તેમ છે, તેમનું જ અવળું દીઠું ? તે તમારો મોક્ષ તમારાથી અનંત અવતાર છેટો થઈ જશે !

અથડામણ એ જ આપણી અજ્ઞાનતા છે. કોઈનીય જોડે અથડામણ થઈ, એ આપણી અજ્ઞાનતાની નિશાની. સાચું-ખોટું ભગવાન જોતાં જ નથી. ભગવાન તો એવું જ જુએ છે કે ‘એ ગમે તે બોલ્યા, પણ કંઈ અથડાયું તો નથી ને ?’ ત્યારે કહે, ‘ના.’ ‘બસ, અમારે એટલું જ જોઈએ.’ એટલે સાચું-ખોટું ભગવાનને ત્યાં હોતું જ નથી. એ તો આ લોકોને ત્યાં છે. ભગવાનને ત્યાં તો દ્વંદ્વ જ હોતો નથી ને !

## અથડાય તે બધાં ભીંત

ભીંત અથડાઈ તો ભીંતની ભૂલ કે આપણી ભૂલ ? ભીંત જોડે આપણે ન્યાય માંગીએ કે ‘ખસી જા, ખસી જા’ તો ? અને આપણે કહીએ કે ‘હું અહીં રહીને (થઈને) જ જવાનો છું.’ તો ? કોનું માથું ફૂટી જાય ?

**પ્રશ્નકર્તા** : આપણું.

**દાદાશ્રી :** એટલે કોણે ચેતવું પડે ? એમાં ભીંતને શું ? એમાં કોનો દોષ ? જેને વાગ્યું તેનો દોષ. એટલે જગત ભીંત જેવું છે.

ભીંતને અથડાવ તો ભીંત જોડે મતભેદ પડે ખરો ? કોઈ વખત ભીંતને કે બારણાંને તમે અથડાઈ ગયા, તો તે ઘડીએ બારણાં જોડે કે ભીંત જોડે મતભેદ પડે ?

**પ્રશ્નકર્તા** : બારણું એ તો નિર્જીવ વસ્તુ છે ને !

**દાદાશ્રી :** એટલે જીવને માટે જ તમે એમ માનો છો કે એ મારી જોડે અથડાયો, આ દુનિયામાં જે અથડાય છે એ બધી જ નિર્જીવ વસ્તુ હોય છે. અથડાય છે એ જીવંત ના હોય. જીવંત અથડાય નહીં, નિર્જીવ વસ્તુ અથડાય. એટલે તમારે ભીંત જેવું જ તરત સમજી લેવાનું એટલે ડખો નહીં કરવાનો. આમ થોડીવાર પછી કહીએ, 'હેંડો, ચા કાઢો.'

હમણે એક છોકરું ઢેખાળો (પથ્થર) મારે અને લોહી નીકળે, એટલે છોકરા ઉપર શું કરો ? ગુસ્સો કરો. અને તમે જતા હો, ત્યારે ડુંગર ઉપરથી એક પથરો પડ્યો. તે વાગે ને લોહી નીકળે તો પછી શું કરો ? ગુસ્સો કરો ? ના. એનું શું કારણ ? પેલો પથરો ડુંગર ઉપરથી પડેલો છે ! પછી પેલો છોકરો પસ્તાતો હોય કે મારાથી આ ક્યાં થઈ ગયું. અને આ ડુંગર ઉપરથી પડ્યો, તે કોણે કર્યું ?

એટલે આ દુનિયાને સમજો. મારી પાસે આવો તો ચિંતા ના થાય એવું તમને કરી આપું. અને સંસારમાં સારી રીતે રહો અને વાઈફ જોડે ફરો નિરાંતે ! અને છોકરાં-છોકરીઓ પૈણાવો નિરાંતે ! પછી વાઈફ ખુશ થઈ જશે, 'કહેવું પડે ! કેવાં ડાહ્યા કરી આપ્યા, મારા ધણીને !' કહેશે.

હવે વાઈફને કોઈ પાડોશી બઈ જોડે વઢવાડ થયેલી હોય અને એનું મગજ તપી ગયેલું હોય અને આપણે બહારથી આવ્યા તો એ તપી ગયેલું બોલે, તો આપણે શું કરવું ? આપણે તપી જવું પાછું ? એવાં

સંજોગો ઊભા થાય છે, ત્યાં આગળ એડજસ્ટ થઈને આપણે ચાલવું જોઈએ. આજે કયા સંજોગમાં તપેલી છે, કોની જોડે તપી ગયેલી હોય, શું ખબર પડે ? એટલે આપણે પુરુષ થયા, મતભેદ ન પડવા દઈએ. એ મતભેદ પાડે તોય વાળી લેવું. મતભેદ એટલે અથડામણ !

## સાયન્સ, સમજવા જેવું

**પ્રશ્નકર્તા** : આપણે ક્લેશ ના કરવો હોય પણ સામે આવીને ઝઘડે તો શું કરવું ?

**દાદાશ્રી :** આ ભીંત જોડે લડે, તો કેટલો વખતે લડી શકે ? આ ભીંત જોડે એક દહાડો માથું અથડાયું, તો આપણે એની જોડે શું કરવું ? માથું અથડાયું એટલે આપણે ભીંત જોડે વઢવાડ થઈ એટલે આપણે ભીંતને માર માર કરવી ? એમ આ ખૂબ ક્લેશ કરાવતા હોય તો તે બધી ભીંતો છે ! આમાં સામાને શું જોવાનું ? આપણે આપણી મેળે સમજી જવાનું કે આ ભીંત જેવા છે. પછી કોઈ મુશ્કેલી નથી.

**પ્રશ્નકર્તા** : આપણે મૌન રહીએ તો સામાને ઊંધી અસર થાય છે કે આમનો જ દોષ છે, ને એ વધારે ક્લેશ કરે.

**દાદાશ્રી :** આ તો આપણે માની લીધું છે કે હું મૌન થયો, તેથી આવું થયું. રાત્રે માણસ ઉઠ્યો ને બાથરૂમમાં જતાં અંધારામાં ભીંત જોડે અથડાયો, તો ત્યાં આપણે મૌન રહ્યા તેથી તે અથડાઈ ?

મૌન રહો કે બોલો તેને સ્પર્શતું જ નથી, કંઈ લાગતું-વળગતું નથી. આપણા મૌન રહેવાથી સામાને અસર થાય છે એવું કશું હોતું નથી કે આપણા બોલવાથી અસર થાય છે એવું પણ કશું હોતું નથી. 'ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' (માત્ર વૈજ્ઞાનિક સંયોગિક પુરાવા) છે. કોઈની આટલી સત્તા નથી. આટલીય સત્તા વગરનું જગત, એમાં કોઈ શું કરવાનું છે ? આ ભીંતને જો સત્તા હોય તો આને સત્તા હોય ! આપણને આ ભીંતને વઢવાની સત્તા છે ? એવું સામાને છે. અને એના

નિમિત્તે જે અથડામણ છે, એ તો છોડવાની નથી. નકામી બૂમાબૂમ કરવાનો શો અર્થ ? એના હાથમાં સત્તા જ નથી ત્યાં ! માટે તમે ભીંત જેવા થઈ જાઓને ! તમે બૈરીને ટૈડકાવ ટૈડકાવ કરો તો તેની મહીં ભગવાન બેઠેલાં છે, તે નોંધ કરે કે આ મને ટૈડકાવે છે ! ને તમને એ ટૈડકાવે ત્યારે તમે ભીંત જેવા થઈ જાઓ, તો તમારી મહીં બેઠેલાં ભગવાન તમને 'હેલ્પ' કરે.

માટે ભૂલ આપણી હોય તો જ ભીંત અથડાય છે. એમાં ભીંતની ભૂલ નથી. ત્યારે મને લોકો કહે છે કે, 'આ બધા લોકો બધા કંઈ ભીંત છે ?' ત્યારે હું કહું છું કે, 'હા, લોકો એ પણ ભીંત જ છે.' એ હું જોઈને કહું છું. આ કંઈ ગપ્પું નથી.

કોઈની જોડે મતભેદ પડવો અને ભીંત જોડે અથડાવું, એ બે સરખી વસ્તુ છે. એ બેમાં ફેર નથી. આ ભીંતની જોડે અથડાય છે, એ નહીં દેખાવાથી અથડાય છે ને પેલો મતભેદ પડે છે તે પણ નહીં દેખાવાથી મતભેદ પડે છે. આગળનું એને દેખાતું નથી. આગળનું એને સોલ્યુશન જડતું નથી એટલે મતભેદ પડે છે. આ ક્રોધ-માન-માયા-લોભ બધું કરે છે એ નહીં દેખાવાથી જ કરે છે ! તે આમ વાતને સમજવી જોઈએને ? વાગે તેનો દોષને, ભીંતનો કંઈ દોષ ખરો ? તે આ જગતમાં બધી ભીંતો જ છે. ભીંત અથડાય એટલે આપણે એની જોડે ખરી-ખોટી કરવા નથી જતાંને ? કે 'આ મારું ખરું છે' એવું લડવા માટે ભાંજગડ નથી કરતાં ને ? એવું આ અત્યારે ભીંતની સ્થિતિમાં જ છે. આની જોડે ખરું કરાવવાની જરૂર જ નથી.

જે અથડાય છે ને, તે આપણે સમજીએ કે એ ભીંતો જ છે. પછી 'બારણું ક્યાં છે' એની તપાસ કરવી તો અંધારામાંય બારણું જડે. આમ હાથ હલાવતાં હલાવતાં જઈએ તો બારણું જડે કે ના જડે ? અને ત્યાંથી પછી છટકી જવાનું. અથડાવું નથી એવો કાયદો પાળવો જોઈએ કે આપણે કોઈની અથડામણમાં આવવું નથી.

## આમ જીવન જીવાય

બાકી, આ તો જીવતાં જ નથી આવડતું. પૈણતાં નહોતું આવડ્યું, તે મહાપરાણે પૈણ્યા ! બાપ થતાં નથી આવડતું, એમ ને એમ બાપ થઈ ગયો. હવે છોકરાઓ ખુશ થઈ જાય એવું જીવન જીવવું જોઈએ. સવારમાં બધાએ નક્કી કરવું જોઈએ કે 'ભઈ, આજે કોઈની સામસામે અથડામણ ન આવે, એવું આપણે વિચાર કરી લો.' અથડામણથી ફાયદો થાય છે એ મને દેખાડો. શું ફાયદો થાય છે ?

**પ્રશ્નકર્તા** : દુઃખ થાય.

**દાદાશ્રી :** દુઃખ થાય એટલું જ નહીં, આ અથડામણથી અત્યારે તો દુઃખ થયું, પણ આખો દહાડો બગડે અને આવતો ભવ પાછું મનુષ્યપણું જતું રહે. મનુષ્યપણું તો ક્યારે રહે કે સજ્જનતા હોય તો મનુષ્યપણું રહે. પણ પાશવતા હોય, ગોદા માર માર કરે, શીંગડા માર માર કરે, ત્યારે પછી ત્યાં આગળ મનુષ્યપણું ફરી આવે ? ગાયો-ભેંસો શીંગડા મારે કે માણસ મારે ?

**પ્રશ્નકર્તા** : માણસ વધારે મારે.

**દાદાશ્રી :** માણસ મારે તો પછી એને જાનવરમાં જવું પડે. એટલે ત્યાં આગળ બે પગને બદલે ચાર પગ ને પૂછડું વધારાનું પાછું ! ત્યાંનું કંઈ જેવું તેવું છે ? ત્યાં કંઈ દુઃખ નથી ? બહુ દુઃખ છે. જરા સમજવું પડે, આમ કેમ ચાલે તે ?

## અથડામણ, એ અજ્ઞાનતા જ આપણી

**પ્રશ્નકર્તા** : જીવનમાં સ્વભાવ નથી મળતા, તેથી અથડામણ થાય છે ને ?

**દાદાશ્રી :** અથડામણ થાય, તેનું જ નામ સંસાર છે.

**પ્રશ્નકર્તા** : અથડામણ થવાનું કારણ શું ?

**દાદાશ્રી :** અજ્ઞાનતા. જ્યાં સુધી કોઈની પણ જોડે મતભેદ પડે છે, એ તમારી નિર્બળતાની નિશાની છે. લોક ખોટાં નથી. મતભેદમાં ભૂલ તમારી છે. લોકોની ભૂલ હોતી જ નથી. એ જાણી-જોઈને કરતો હોય તો આપણે ત્યાં આગળ માફી માગી લેવી કે 'ભઈ, મને આ સમજણ પડતી નથી.' બાકી, લોક ભૂલ કરતાં જ નથી, લોકો મતભેદ પાડે એવાં છે જ નહીં. જ્યાં અથડામણ થઈ, ત્યાં આપણી જ ભૂલ છે.

**પ્રશ્નકર્તા** : અથડામણ ટાળવી હોય તોય થાંભલો વચ્ચે ઊભો હોય, તો આપણે બાજુએ રહીને ખસી જવું. પણ થાંભલો જ આપણા પર પડે તો ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** પડે એટલે ખસી જવાનું.

**પ્રશ્નકર્તા** : ગમે તેટલું ખસી જવા જઈએ તોય થાંભલો આપણને વાગ્યા વગર રહે નહીં. દાખલા તરીકે, આપણી પત્ની અથડાય.

**દાદાશ્રી :** અથડાય તે ઘડીએ આપણે શું કરવું, તે ખોળી કાઢવાનું.

**પ્રશ્નકર્તા** : સામો માણસ આપણું અપમાન કરે ને આપણને અપમાન લાગે, એનું કારણ આપણો અહંકાર છે ?

**દાદાશ્રી :** ખરી રીતે સામો અપમાન કરે છે, તે આપણો અહંકાર ઓગાળી નાખે છે અને તેય પેલો 'ડ્રામેટિક' અહંકાર જેટલો એક્સેસ અહંકાર હોય તે ઓગળે, એમાં શું બગડી જવાનું છે ? આ કર્મો છૂટવાં દેતાં નથી. આપણે તો નાનું બાળક સામું હોય તોય કહીએ, હવે છૂટકારો કર.

## સમાવો સર્વ સાગર સમ પેટમાં

**પ્રશ્નકર્તા** : દાદા, વ્યવહારમાં વ્યુ પોઈન્ટની અથડામણમાં, મોટો નાનાની ભૂલ કાઢે, નાનો એનાથી નાનાની ભૂલો કાઢે, એ કેમ ?

**દાદાશ્રી :** આ તો એવું છે કે મોટો નાનાને ખઈ જાય. તે મોટો

નાનાની ભૂલ કાઢે. એના કરતાં આપણે કહીએ મારી જ ભૂલ. ભૂલ જો માથે લઈએ તો એનો ઉકેલ આવે. અમે શું કરીએ ? બીજો જો સહન ના કરી શકે, તો અમે અમારે જ માથે લઈ લઈએ, બીજાની ભૂલો ના કાઢીએ. તે શા સારુ બીજાને આપીએ ? આપણી પાસે તો સાગર જેવડું પેટ છે ! જુઓને, આ મુંબઈની બધી જ ગટરોનું પાણી સાગર સમાવે છે ને ? તેમ આપણેય પી (સમાવી) લેવાનું. તેથી શું થશે કે આ છોકરાંઓ ઉપર, બીજા બધાં ઉપર પ્રભાવ પડશે. એય શીખશે. બાળકોય સમજી જાય કે આમનું પેટ સાગર જેવડું છે ! જેટલું આવે તેટલું જમે કરી લો. વ્યવહારમાં નિયમ છે કે અપમાન કરનાર પોતાની શક્તિ આપીને જાય. તેથી હસતે મુખે અપમાન લઈ લઈએ !

## 'ન્યાય સ્વરૂપ', ત્યાં ઉપાય તપ

**પ્રશ્નકર્તા** : અથડામણ ટાળવાની, 'સમભાવે નિકાલ' કરવાની આપણી વૃતિ હોય, છતાં સામો માણસ આપણને હેરાન કરે, અપમાન કરે, તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** કશું નહીં. એ આપણો હિસાબ છે. આપણે તેનો 'સમભાવે નિકાલ' કરવો છે એમ નક્કી રાખવું. આપણે આપણા કાયદામાં જ રહેવું અને આપણે આપણી મેળે આપણું પઝલ સોલ્વ કર્યા કરવું.

**પ્રશ્નકર્તા** : આ અથડામણ થાય છે, તે 'વ્યવસ્થિત'ના આધારે જ હશેને ?

**દાદાશ્રી :** હા. અથડામણ છે તે 'વ્યવસ્થિત'ના આધારે ખરી પણ એવું ક્યારે કહેવાય ? અથડામણ થઈ ગયા પછી. 'આપણે અથડામણ નથી કરવી' એવો આપણે નિશ્ચય હોય. સામે થાંભલો દેખાય એટલે આપણે જાણીએ કે થાંભલો આવે છે, ફરીને જવું પડશે, અથડાવું તો નથી જ. પણ એમ છતાં અથડામણ થઈ જાય ત્યારે આપણે કહેવું, 'વ્યવસ્થિત છે.' પહેલેથી જ 'વ્યવસ્થિત છે' માનીને હેંડીએ (ચાલીએ) તો તો 'વ્યવસ્થિત'નો દુરુપયોગ થયો કહેવાય.

## ઘર્ષણથી હણાય શક્તિઓ

બધી આત્મશક્તિ જો કદી ખલાસ થતી હોય તો તે ઘર્ષણથી. સંઘર્ષથી સહેજ પણ ટકરાયા તો ખલાસ ! સામો ટકરાય તો આપણે સંયમપૂર્વક રહેવું જોઈએ. ટકરામણ તો થવી જ ના જોઈએ. પછી આ દેહ જવાનો હોય તો જાય (ગમે તેવી વિકટ પરિસ્થિતિ આવે), પણ ટકરામણમાં ના આવવું જોઈએ. ઘર્ષણ એકલું ના હોય તો માણસ મોક્ષે જાય. કોઈ શીખી ગયો કે મારે ઘર્ષણમાં આવવું જ નથી તો પછી એને વચ્ચે ગુરુની કે કોઈનીય જરૂર નથી. એક-બે અવતારે સીધો મોક્ષે જાય. 'ઘર્ષણમાં આવવું જ નથી' એવું જો એની શ્રદ્ધામાં બેસી ગયું ને નક્કી જ કર્યું, તો ત્યારથી જ સમકિત થઈ ગયું ! એટલે જો કદી કોઈને સમકિત કરવું હોય તો અમે ગેરન્ટી આપીએ છીએ કે જાવ, ઘર્ષણ નહીં કરવાનું નક્કી કરો ત્યારથી સમકિત થઈ જશે ! દેહની અથડામણ થઈ હોય ને વાગ્યું હોય તો દવા કરાવે તો મટી જાય પણ ઘર્ષણ અને સંઘર્ષણથી જે મનમાં ડાઘ પડ્યા હોય, બુદ્ધિના ડાઘ પડ્યા હોય, તેને કોણ કાઢે ? હજારો અવતારેય ના જાય.

**પ્રશ્નકર્તા** : ઘર્ષણ અને સંઘર્ષણથી મન અને બુદ્ધિ ઉપર ઘા પડે ?

**દાદાશ્રી :** અરે ! મન ઉપર, બુદ્ધિ ઉપર તો શું, આખા અંતઃકરણ ઉપર ઘા પડ્યા કરે અને તેની અસર શરીર પર પણ પડે. એટલે ઘર્ષણથી તો કેટલી બધી મુશ્કેલી છે !

**પ્રશ્નકર્તા** : આપ કહો છો, ઘર્ષણથી શક્તિઓ બધી ખલાસ થઈ જાય, તો જાગૃતિથી શક્તિ પાછી ખેંચાશે ખરી ?

**દાદાશ્રી :** શક્તિઓ ખેંચવાની જરૂર નથી. શક્તિઓ તો છે જ. હવે શક્તિ ઉત્પન્ન થાય છે. પૂર્વે જે ઘર્ષણ થયેલાં હતાં ને તે ખોટ ગયેલી, તે જ પાછી આવે છે. પણ હવે જો નવું ઘર્ષણ ઊભું કરીએ તો પાછી શક્તિ જતી રહે, આવેલી શક્તિ પણ જતી રહે ને પોતે ઘર્ષણ ન જ થવા દે તો શક્તિ ઉત્પન્ન થયા કરે !

આ જગતમાં વેરથી ઘર્ષણ થાય છે. સંસારનું મૂળ બીજ વેર છે. જેનાં વેર અને ઘર્ષણ, બે બંધ થયાં તેનો મોક્ષ થઈ ગયો ! પ્રેમ નડતો નથી, વેર જાય તો પ્રેમ ઉત્પન્ન થાય.

## કૉમનસેન્સ, એવરીવ્હેર એપ્લિકેબલ

વ્યવહાર શુદ્ધ થવા માટે શું જોઈએ ? 'કૉમનસેન્સ' કમ્પ્લીટ (પૂર્ણ) જોઈએ, સ્થિરતા-ગંભીરતા જોઈએ. વ્યવહારમાં 'કૉમનસેન્સ'ની જરૂર. 'કૉમનસેન્સ' એટલે 'એવરીવ્હેર એપ્લિકેબલ' (બધે જ પ્રયોગમાં આવે). સ્વરૂપજ્ઞાન સાથે 'કૉમનસેન્સ' હોય તો બહુ દીપે.

**પ્રશ્નકર્તા** : 'કૉમનસેન્સ' કેવી રીતે પ્રગટ થાય ?

**દાદાશ્રી :** કોઈ પોતાને અથડાય પણ પોતે કોઈને અથડાય નહીં, એવી રીતે રહે તો 'કૉમનસેન્સ' ઉત્પન્ન થાય. પણ પોતે કોઈને અથડાવો ના જોઈએ, નહીં તો 'કૉમનસેન્સ' જતી રહે. ઘર્ષણ પોતાના તરફનું ના હોવું જોઈએ. સામાના ઘર્ષણથી આપણામાં 'કૉમનસેન્સ' ઉત્પન્ન થાય. આ આત્માની શક્તિ એવી છે કે ઘર્ષણ વખતે કેમ વર્તવું, એનો બધો ઉપાય બતાવી દે અને એક વખત બતાવે પછી એ જ્ઞાન જાય નહીં. આમ કરતાં કરતાં 'કૉમનસેન્સ' ભેગી થાય. મારે ખાસ ઘર્ષણ નહીં થવાનું. મને 'કૉમનસેન્સ' જબરજસ્ત એટલે તમે શું કહેવા માગો છો એ તરત જ સમજાઈ જાય. લોકોને એમ લાગે કે આ દાદાનું અહિત કરી રહ્યા છે, પણ મને તરત સમજાઈ જાય કે આ અહિત અહિત નથી. સાંસારિક અહિત નથી ને ધાર્મિક અહિતેય નથી અને આત્માસંબંધમાં અહિત છે જ નહીં. લોકોને એમ લાગે કે આત્માનું અહિત કરી રહ્યા છે, પણ અમને એમાં હિત સમજાય. એટલો આ 'કૉમનસેન્સ'નો પ્રભાવ. તેથી અમે 'કૉમનસેન્સ'નો અર્થ લખ્યો છે કે 'એવરીવ્હેર એપ્લિકેબલ.' હાલની જનરેશનમાં 'કૉમનસેન્સ' જેવી વસ્તુ જ નથી. જનરેશન ટુ જનરેશન 'કૉમનસેન્સ' ઓછી થતી ગઈ છે.

આપણું (આત્મ) વિજ્ઞાન મેળવ્યા પછી માણસ એવો રહી શકે.

અગર તો સામાન્ય જનતામાં કો'ક માણસ એવી રીતે રહી શકે, એવાં પુણ્યશાળી લોકો હોય છે ! પણ એ તો અમુક જગ્યાએ રહી શકે, દરેક બાબતમાં ના રહી શકે.

**પ્રશ્નકર્તા** : બધા ઘર્ષણનું કારણ એ જ છે ને કે એક 'લેયર'માંથી બીજા 'લેયર'નું અંતર બહુ વધારે છે ?

**દાદાશ્રી :** ઘર્ષણ એ પ્રગતિ છે. જેટલી માથાકૂટ થાય, ઘર્ષણ થાય, એટલો ઊંચે ચઢવાનો રસ્તો મળે. ઘર્ષણ ના થાય તો ત્યાંના ત્યાં જ રહેશો. એટલે લોક ઘર્ષણ ખોળે છે.

## ઘર્ષણથી પ્રગતિના પંથે...

**પ્રશ્નકર્તા** : ઘર્ષણ પ્રગતિને માટે છે, એમ કરીને ખોળે તો પ્રગતિ થાય.

**દાદાશ્રી :** પણ એ સમજીને નથી ખોળતાં ! ભગવાન કંઈ ઊંચે લઈ જઈ રહ્યા નથી, ઘર્ષણ ઊંચે લઈ જાય છે. ઘર્ષણ અમુક હદ સુધી ઊંચે લાવી શકે, પછી જ્ઞાની મળે તો જ કામ થાય. ઘર્ષણ તો કુદરતી રીતે થાય છે. નદીમાં પથ્થરો આમથી તેમ ઘસાઈ ઘસાઈને ગોળ થાય છે તેમ.

**પ્રશ્નકર્તા** : ઘર્ષણ અને સંઘર્ષણનો તફાવત શો ?

**દાદાશ્રી :** જીવ ના હોય તે બધાં અથડાય, તે ઘર્ષણ કહેવાય ને જીવવાળાં અથડાય ત્યારે સંઘર્ષણ થાય.

**પ્રશ્નકર્તા** : સંઘર્ષથી આત્મશક્તિ રૂંધાય છે ને ?

**દાદાશ્રી :** હા, ખરી વાત છે. સંઘર્ષ થાય તેનો વાંધો નથી, 'આપણે સંઘર્ષ કરવો છે' એવો ભાવ કાઢી નાખવાનું હું કહું છું. 'આપણે' સંઘર્ષ કરવાનો ભાવ ના હોય, પછી ભલેને 'ચંદુલાલ' સંઘર્ષ કરે. આપણે ભાવ રૂંધે એવું ના હોવું જોઈએ.

## ઘર્ષણ કરાવે, પ્રકૃતિ

**પ્રશ્નકર્તા** : ઘર્ષણ કોણ કરાવે છે, જડ કે ચેતન ?

**દાદાશ્રી :** પાછલાં ઘર્ષણ જ ઘર્ષણ કરાવે છે. જડ કે ચેતનનો આમાં સવાલ જ નથી. આત્મા આમાં હાથ ઘાલતો જ નથી. આ બધું ઘર્ષણ પુદ્ગલ જ કરાવે છે. પણ જે પાછલાં ઘર્ષણ છે તે ફરી ઘર્ષણ કરાવડાવે છે. જેને પાછલાં ઘર્ષણ પૂરાં થઈ ગયાં છે, તેને ફરી ઘર્ષણ ન થાય. નહીં તો ઘર્ષણ ને એનાં ઉપરથી ઘર્ષણ, એનાં ઉપરથી ઘર્ષણ એમ વધ્યા જ કરે.

પુદ્ગલ એટલે શું કે એ તદ્દન જડ નથી, એ મિશ્ર ચેતન છે. આ વિભાવિક પુદ્ગલ કહેવાય છે. વિભાવિક એટલે વિશેષ ભાવે પરિણામ પામેલું પુદ્ગલ, એ બધું કરાવડાવે છે. જે શુદ્ધ પુદ્ગલ છે, એ પુદ્ગલ આવું ના કરાવડાવે. આ પુદ્ગલ તો મિશ્ર ચેતન થયેલું છે. આત્માનો વિશેષ ભાવ અને આનો વિશેષ ભાવ, બે ભેગા થઈને ત્રીજું રૂપ થયું; પ્રકૃતિ સ્વરૂપ થયું, એ બધું ઘર્ષણ કરાવે છે.

**પ્રશ્નકર્તા** : ઘર્ષણ ના થાય, એ સાચો અહિંસક ભાવ પેદા થયો ગણાય ?

**દાદાશ્રી :** ના, એવું કશું નથી. પણ આ દાદા પાસે જાણ્યું કે આ ભીંત જોડે ઘર્ષણ કરવાથી આટલો ફાયદો, તો ભગવાન જોડે ઘર્ષણ કરવામાં કેટલો ફાયદો ? એટલું જોખમ જાણવાથી જ આપણું પરિવર્તન થયા કરે.

અહિંસા તો પૂરેપૂરી સમજાય એવી નથી અને પૂરી રીતે સમજવી બહુ ભારે છે. એનાં કરતાં આવું પકડ્યું હોય ને કે 'ઘર્ષણમાં ક્યારેય ન આવવું.' એટલે પછી શું થાય કે શક્તિઓ અનામત રહ્યા કરે ને દહાડે દહાડે શક્તિઓ વધ્યા જ કરે. પછી ઘર્ષણથી થતી ખોટ ના થાય ! વખતે ઘર્ષણ થઈ જાય તો ઘર્ષણની પાછળ આપણે પ્રતિક્રમણ કરીએ તો એ

ભૂંસાઈ જાય. એટલે આ સમજવું જોઈએ કે અહીં આગળ ઘર્ષણ થઈ જાય છે, તો ત્યાં પ્રતિક્રમણ કરવું જોઈએ. નહીં તો બહુ જોખમદારી છે. આ જ્ઞાનથી મોક્ષે તો જશો, પણ ઘર્ષણથી મોક્ષે જતાં વાંધા બહુ આવે ને મોડું થાય.

આ ભીંતને માટે અવળા વિચાર આવે તો વાંધો નથી, કારણ એકપક્ષી ખોટ છે. જ્યારે જીવતા માટે એક અવળો વિચાર આવ્યો કે જોખમ છે. બન્ને પક્ષી ખોટ જાય. પણ આપણે એની પાછળ પ્રતિક્રમણ કરીએ તો બધા દોષો જાય. એટલે જ્યાં જ્યાં ઘર્ષણ થાય છે, ત્યાં આગળ પ્રતિક્રમણ કરો એટલે ઘર્ષણ ખલાસ થઈ જાય.

## સમાધાન, સમ્યક્ જ્ઞાન થકી જ

**પ્રશ્નકર્તા** : દાદા, આ અહંકારની વાત ઘરમાંય ઘણી વખત લાગુ પડે, સંસ્થામાં લાગુ પડે, દાદાનું કામ કરતાં હોય, એમાંય કંઈ અહંકાર વચ્ચે ટકરાતાં હોય, ત્યાંય લાગુ પડે. ત્યાં પણ સમાધાન જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, સમાધાન જોઈએ ને ! આપણે ત્યાં જ્ઞાનવાળો સમાધાન લે, પણ જ્ઞાન નથી ત્યાં શું સમાધાન લે ? ત્યાં પછી જુદો પડતો જાય, એની જોડે મન જુદું પડતું જાય. આપણે અહીં જુદું ના પડે.

**પ્રશ્નકર્તા** : પણ દાદા, ટકરાવવું ના જોઈએ ને ?

**દાદાશ્રી :** ટકરાય છે, એ તો સ્વભાવ છે. ત્યાં માલ એવો ભરી લાવ્યા છે એટલે એવું થાય છે. જો એવો માલ ના લાવ્યા હોત તો એવું ના થાત. એટલે આપણે સમજી લેવું કે ભાઈની આવી આદત જ છે. એવું આપણે જાણવું. એટલે પછી આપણને અસર નહીં કરે. કારણ કે આદત, આદતવાળાની અને 'આપણે' આપણાવાળા ! અને પછી તેનો નિકાલ થઈ જાય છે. તમે અટકી રહો ત્યારે ભાંજગડ. બાકી, ટકરામણ તો થાય. ટકરામણ ન થાય એવું બને જ નહીંને ! એ ટકરામણથી આપણે એકબીજા સાથે જુદા ન પડાય એવું જોવાનું ફક્ત. એ તો બૈરી-ભાયડાનેય

થાય. પણ તે એકનાં એક રહે છે ને પાછાં ? એ તો થાય. એમાં કોઈના પર કંઈ દબાણ નથી કર્યું કે તમે ના ટકરાશો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ટકરામણો ન થાય એવો સતત ભાવ રહેવો જોઈએને ?

**દાદાશ્રી :** હા, રહેવો જોઈએ. એ જ કરવાનું ને ! એનું પ્રતિક્રમણ કરવાનું ને એના તરફ ભાવ રાખવાનાં ! ફરી પાછું એવું થાય તો ફરી પાછું પ્રતિક્રમણ કરવાનું. કારણ કે એક પડ જતું રહે, પછી બીજું પડ જતું રહે. એમ પડવાળાને ? મને તો જ્યારે ટકરામણ થતી હતી, એટલે નોંધ કરતો હતો કે, આજે સારું જ્ઞાન મળ્યું ! ટકરાવાથી લપસી ના પડાય, જાગૃત ને જાગૃત જ રહે ! એ આત્માનું વિટામિન છે. એટલે આ ટકરાવામાં ભાંજગડ નથી. ટકરાયા પછી સામસામે જુદું નહીં પડવું એ પુરુષાર્થ છે. આપણું મન સામાથી જુદું પડતું હોય તો પ્રતિક્રમણ કરીને બધું રાગે પાડી દેવાનું. અમે આ બધાની જોડે શી રીતે મેળ પાડતાં હોઈશું ? તમારી જોડેય મેળ પડે છે કે નથી પડતો ? એવું છે, શબ્દોથી ટકરામણ ઊભી થાય છે. તે મારે બોલવાનું બહુ, છતાંય ટકરામણ નથી થતી ને !

ટકરામણ તો થાય. ટકરામણ તો આ વાસણો ખખડે કે ના ખખડે ? પુદ્ગલનો સ્વભાવ છે ટકરાવું તે. પણ માલ ભર્યો હોય તો, ના ભર્યો હોય તો નહીં. અમારેય ટકરામણ થતી હતી. પણ જ્ઞાન થયા પછી ટકરામણ નથી થઈ. કારણ કે અમારું જ્ઞાન અનુભવજ્ઞાન છે અને અમે આ જ્ઞાનથી બધું નિકાલ કરી કરીને આવેલાં છીએ અને તમારે નિકાલ કરવાનો બાકી છે.

## દોષો ધોવાય, પ્રતિક્રમણથી

કોઈની અથડામણમાં આવે એટલે પાછાં દોષો દેખાવા માંડે ને અથડામણ ના આવે તો દોષ ઢંકાયેલા રહે. રોજના પાંચસો-પાંચસો દોષો દેખાવા માંડે એટલે જાણજો કે પૂર્ણાહૂતિ પાસે આવી રહી છે.

માટે જ્યાં હો ત્યાંથી અથડામણ ટાળો. આ અથડામણો કરી આ લોકનું તો બગાડે છે, પણ પરલોક હઉ બગાડે છે ! જે આ લોકનું બગાડે, તે પરલોકનું બગાડ્યા વગર રહે નહીં. આ લોક સુધરે, તેનો પરલોક સુધરે. આ ભવમાં આપણને કોઈ પણ જાતની અડચણ ના આવી તો જાણવું કે પરભવે પણ અડચણ છે જ નહીં અને અહીં અડચણ ઊભી કરી તો બધી ત્યાં આવવાની જ છે.

## ત્રણ અવતારની ગેરન્ટી

અથડામણ ના થાય, તેને ત્રણ અવતારે મોક્ષ થાય તેની હું ગેરન્ટી આપું છું. અથડામણ થઈ જાય તો પ્રતિક્રમણ કરવું. અથડામણ પુદ્‌ગલની છે અને પુદ્‌ગલ, પુદ્‌ગલની અથડામણ પ્રતિક્રમણથી નાશ થાય છે.

પેલો ભાગાકાર કરતો હોય તો આપણે ગુણાકાર કરવા, એટલે રકમ ઊડી જાય. સામા માણસ માટે વિચાર કરવો કે, 'એણે મને આમ કહ્યું, તેમ કહ્યું' એ જ ગુનો છે. આ રસ્તામાં જતી વખતે ભીંત અથડાય તો તેને કેમ વઢતાં નથી ? ઝાડને જડ કેમ કહેવાય ? જે વાગે એ બધાં લીલાં ઝાડ જ છે ! ગાયનો પગ આપણા ઉપર પડે તો આપણે કંઈ કહીએ છીએ ? એવું આ બધા લોકોનું છે. 'જ્ઞાની પુરુષ' બધાને શી રીતે માફી આપે ? એ સમજે કે, આ બિચારાં સમજતા નથી, ઝાડ જેવાં છે. અને સમજણવાળાને તો કહેવું જ ના પડે, એ તો મહીં તરત પ્રતિક્રમણ કરી નાખે.

## આસક્તિ ત્યાં 'રિએક્શન' જ

**પ્રશ્નકર્તા** : પણ ઘણી વખત આપણે દ્વેષ ના કરવો હોય તોય દ્વેષ થઈ જાય છે, એનું શું કારણ ?

**દાદાશ્રી** : કોની જોડે ?

**પ્રશ્નકર્તા** : વખતે ધણી જોડે એવું બને તો ?

**દાદાશ્રી** : એ દ્વેષ નથી કહેવાતો. હંમેશાંય જે આસક્તિનો પ્રેમ

છે ને, એ રિએક્શનરી છે. એટલે જો ચીઢાય ત્યારે આ પાછાં અવળા ફરે. અવળા ફર્યા એટલે પાછાં થોડોક વખતેય છેટાં રહ્યાં કે પાછો પ્રેમ ચઢે (આવે). અને પાછો પ્રેમ વાગે એટલે અથડામણ થાય. ને એટલે પછી પાછો પ્રેમ વધે. જ્યાં વધારે પડતો પ્રેમ હોય ત્યાં ડખો થાય. તે જ્યાં કંઈ પણ ડખો ચાલ્યા કરતો હોય ને, ત્યાં અંદરખાને આ લોકોને પ્રેમ છે. એ પ્રેમ હોય તો જ ડખો થાય. પૂર્વભવનો પ્રેમ છે તો ડખો થાય. વધારે પડતો પ્રેમ છે. નહીં તો ડખો થાય જ નહીં ને ? આ ડખાનું સ્વરૂપ જ એ છે.

એને લોકો શું કહે છે ? 'અથડામણથી તો અમારો પ્રેમ થાય છે.' ત્યારે વાત સાચી છે પણ. એ આસક્તિ અથડામણથી જ થયેલી છે. જ્યાં અથડામણ ઓછી ત્યાં આસક્તિ ના હોય. જે ઘરમાં સ્ત્રી-પુરુષને અથડામણ ઓછી થાય ત્યાં આસક્તિ ઓછી છે એવું માની લેવું. સમજાય એવી વાત છે ?

**પ્રશ્નકર્તા** : સંસાર વ્યવહારમાં કોઈ વખત જે અહમ્ રહે છે, તો એને લીધે તણખા બહુ ઝરે.

**દાદાશ્રી :** એ અહમ્‌ના તણખા નથી ઝરતાં. એ દેખાય છે અહમ્‌ના તણખા પણ વિષયના આધીન થઈને એ હોય છે. વિષય ના હોય ત્યારે આ ના હોય. વિષય બંધ થાય ત્યારે પછી એ બધો ઈતિહાસ જ બંધ થઈ જાય. એટલે જો વરસ દહાડા માટે બ્રહ્મચર્ય વ્રત લઈને રહે, એમને હું પૂછું છું ત્યારે કહે છે, 'એકુંય તણખો નહીં, કચકચ નહીં, ખટપટ નહીં, કશું જ નહીં, સ્ટેન્ડ સ્ટીલ !' હું પૂછું પાછો, હું જાણું કે આવું થઈ જાય હવે. એટલે એ વિષયને લીધે હોય છે.

**પ્રશ્નકર્તા** : પહેલાં તો અમે એમ સમજતા'તા કે આ ઘરનાં કામકાજ બાબતમાં અથડામણ થતી હશે. તે ઘરનાં કામમાં હેલ્પ કરવા બેસીએ તોય અથડામણ થયા કરે.

**દાદાશ્રી :** એ બધી અથડામણો થવાની જ. આ જ્યાં સુધી વિકારી

બાબત છે, સંબંધ છે, ત્યાં સુધી અથડામણ થવાની. અથડામણનું મૂળ જ આ છે. જેણે વિષય જીત્યો, તેને કોઈ હરાવી શકે નહીં, કોઈ એનું નામેય ના દે. એનો પ્રભાવ પડે.

## અથડામણો, સ્થૂળથી સૂક્ષ્મતમ સુધીની

**પ્રશ્નકર્તા** : આપણું વાક્ય છે કે અથડામણ ટાળો. એ વાક્યનું આરાધન કરતો જાય તો ઠેઠ મોક્ષે પહોંચાડે. એમાં સ્થૂળ અથડામણ ટાળો, પછી ધીમે ધીમે વધતા વધતા સૂક્ષ્મ અથડામણ, સૂક્ષ્મતર અથડામણ ટાળો એ સમજાવો.

**દાદાશ્રી :** એને સૂઝ પડતી જ જાય. જેમ જેમ આગળ જાય ને તો કોઈએ શીખવાડવું ના પડે, એની મેળે જ આવડે. એ શબ્દ જ એવો છે કે, એ ઠેઠ મોક્ષે લઈ જાય.

બીજો 'ભોગવે એની ભૂલ' એ પણ મોક્ષે લઈ જાય. આ એક-એક શબ્દ મોક્ષે લઈ જાય, એની અમારી ગેરન્ટી.

**પ્રશ્નકર્તા** : પેલો સાપનો, થાંભલાનો એ સ્થૂળ અથડામણનો દાખલો આપ્યો, પછી સૂક્ષ્મ, સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ એનાં દાખલા આપશો, સૂક્ષ્મ અથડામણ કેવી હોય ?

**દાદાશ્રી :** તારે ફાધર જોડે થાય છે, તે બધી સૂક્ષ્મ અથડામણ.

**પ્રશ્નકર્તા** : સૂક્ષ્મ એટલે માનસિક ? વાણીથી હોય એ પણ સૂક્ષ્મમાં જાય ?

**દાદાશ્રી :** એ સ્થૂળમાં. જે પેલાને ખબર ના પડે. જે દેખાય નહીં, એ બધું સૂક્ષ્મમાં જાય.

**પ્રશ્નકર્તા** : એ સૂક્ષ્મ અથડામણ કેવી રીતે ટાળવાની ?

**દાદાશ્રી :** પહેલાં સ્થૂળ, પછી સૂક્ષ્મ, પછી સૂક્ષ્મતર અને પછી સૂક્ષ્મતમ અથડામણ ટાળવાની.

**પ્રશ્નકર્તા** : સૂક્ષ્મતર અથડામણો કોને કહેવાય ?

**દાદાશ્રી :** તું કો'કને મારતો હોય, ને આ ભાઈ જ્ઞાનમાં જુએ કે 'હું શુદ્ધાત્મા છું, આ વ્યવસ્થિત મારે છે' એ બધું જુએ પણ મનથી સહેજ દોષ જુએ, એ સૂક્ષ્મતર અથડામણ.

**પ્રશ્નકર્તા** : ફરીથી કહો, બરાબર સમજાયું નહીં.

**દાદાશ્રી :** આ તું બધા લોકોના દોષ જોઉં છું ને, એ સૂક્ષ્મતર અથડામણ.

**પ્રશ્નકર્તા** : એટલે બીજાનો દોષ જોવા, એ સૂક્ષ્મતર અથડામણ ?

**દાદાશ્રી :** એવું નહીં, પોતે નક્કી કર્યું હોય કે આ બીજામાં દોષ છે જ નહીં અને છતાં દોષ દેખાય એ સૂક્ષ્મતર અથડામણો. કારણ કે એ શુદ્ધાત્મા છે અને દોષ જુદો છે.

**પ્રશ્નકર્તા** : તો એ જ માનસિક અથડામણ કીધી તે ?

**દાદાશ્રી :** એ માનસિક તો બધું સૂક્ષ્મમાં ગયું.

**પ્રશ્નકર્તા** : તો આ બે વચ્ચે ક્યાં ફેર પડે છે ?

**દાદાશ્રી :** આ તો મનની ઉપરની વાત છે.

**પ્રશ્નકર્તા** : એટલે આ સૂક્ષ્મતર અથડામણ છે, તે ઘડીએ સૂક્ષ્મ અથડામણ પણ જોડે હોય ને ?

**દાદાશ્રી :** એ આપણે જોવાનું નહીં. સૂક્ષ્મ જુદું હોય અને સૂક્ષ્મતર જુદું હોય. સૂક્ષ્મતમ એટલે તો છેલ્લી વાત.

**પ્રશ્નકર્તા** : એક વખત સત્સંગમાં જ વાત એવી રીતે કરી હતી કે, ચંદુલાલ જોડે તન્મયાકાર થવું એ સૂક્ષ્મતમ અથડામણ કહેવાય.

**દાદાશ્રી :** હા. સૂક્ષ્મતમ અથડામણ ! એને ટાળવી. ભૂલથી

તન્મયાકાર થયું ને, પછી ખબર પડે છે ને કે, આ ભૂલ થઈ ગઈ.

**પ્રશ્નકર્તા** : તો એ અથડામણ ટાળવાનો ઉપાય ફક્ત પ્રતિક્રમણ એકલો જ છે કે બીજું કંઈ છે ?

**દાદાશ્રી** : બીજું કોઈ હથિયાર છે જ નહીં. આ આપણી નવ કલમો, એય પ્રતિક્રમણ જ છે. બીજું કોઈ હથિયાર નથી. આ દુનિયામાં પ્રતિક્રમણ સિવાય બીજું કોઈ સાધન નથી, એ ઊંચામાં ઊંચું સાધન. કારણ કે જગત અતિક્રમણથી ઊભું થયું છે.

**પ્રશ્નકર્તા** : એ તો એટલું બધું વિસ્મયકારી છે. 'બન્યું તે જ ન્યાય', 'ભોગવે તેની ભૂલ', આ બધાં જે વાક્યો છે, એ એક-એક અદ્‌ભૂત વાક્યો છે. અને દાદાની સાક્ષીએ પ્રતિક્રમણ કરીએ છીએને, તો એના સ્પંદનો પહોંચે જ છે.

**દાદાશ્રી** : હા, ખરું છે. સ્પંદન તરત જ પહોંચી જાય અને એનું ફળ આવે છે. આપણને ખાતરી થાય છે કે, આ અસર થઈ લાગે છે.

**પ્રશ્નકર્તા** : દાદા, પ્રતિક્રમણ તો એટલાં ઝડપથી થઈ જાય છે, એ જ ક્ષણે ! આ તો ગજબ છે, દાદા ! એ દાદાની કૃપા ગજબ છે !

**દાદાશ્રી** : હા, એ ગજબ છે. સાયન્ટિફિક વસ્તુ છે.

❖ ❖ ❖ ❖ ❖

# સંપર્કસૂત્ર

## દાદા ભગવાન પરિવાર


**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## અથડામણ ટાળો

જેમ આ રોડ ઉપર આપણે કાળજીપૂર્વક ચાલીએ છીએ. પછી સામો માણસ ગમે તેવો ખરાબ હોય અને આપણને અથાડી જાય અને નુકસાન કરે એ જુદી વાત છે. પણ આપણો નુકસાન કરવાનો ઈરાદો ન હોવો જોઈએ. આપણે એને નુકસાન કરવા જઈએ તો આપણને જ નુકસાન થવાનું છે. એટલે હંમેશાં દરેક અથડામણમાં બન્નેને નુકસાન થાય. તમે સામાને દુઃખ આપો ને તેની સાથે તમને દુઃખ એમને એમ, ઓન ધી મોમેન્ટ પડ્યા વગર રહે જ નહીં !

એટલે મેં આ દાખલો આપ્યો છે કે રોડ ઉપરના વાહન વ્યવહારનો શો ધર્મ છે કે અથડાશો તો તમે મરી જશો. અથડાવામાં જોખમ છે. માટે કોઈની જોડે અથડાશો નહીં. એવી રીતે આ વ્યવહારિક કાર્યોમાં પણ અથડાશો નહીં. માટે અથડામણ ટાળો.

- દાદાશ્રી

ISBN 978-81-89725-27-3

9 788189 725273

Printed in India

Price ₹ 7

dadabhagwan.org